હારૂ ત્યારે લેજ્યો શીર તમારે; ભીમ કે તે ના ચીંતા ધરીશ, ઘડ ગગડાવી હેઠો પાડીશ. ૩૦ શુણી હરખ્યો ત્યાં પાર્થકુમાર, તર્ત તાંણીને હાકયા તોખાર; નથી જાણુતો શું થશે ભાવી, ઉભો સાતમે કોઠે એ આવી. ૩૧ વીશ્રામ-સાતમે કોઠે આવીને, ઉભો અર્જુન બાળરે; વ્યાસ વદે તેણે સમે, પડી પ્રભુને ફાળરે. ૫૧

## કડવું પર મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, શુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, કોઠા યુદ્ધ મહીમાય. ૧ સાતમે કોઠે આવી ઉભો જ્યારે અર્જુન બાળ; તેજ વખતે પાતાળે પ્રભુને, પડી પેટમાં ફાળ. ૨ જાણ્યું કે ખટ કોઠા જીત્યો, બહુ બળીયો ભાણેજ; સાતમો કોઠો જીતશે તો પછી, મરવાનો નથી એજ. ૩ પછી જુલમ કરવાનો જગમાં, ભારે ભગની બાળ; અઢાર વર્ષની ઉમર થાતાં, કરશે મારો કાળ. ૪ માટે મોત કરૂ આ કોઠે, એમ કર્યો વીચાર; પણ જાણ્યુ ભીમ સાથે ત્યાં સુધી, નથી કદી મરનાર. ૫ તેથી ભીમને અળગો કહાડુ, રાખુ એકલો બાળ; ઓથ વીના પછી કોઠે એનો, થાશે નીશ્ચય કાળ. ૬ એવો ગુહ્ય વીચાર ગોઠવ્યો, અંતરમાં અવીનાશ; સેવા કરવા બેઠેલા છે, પારથ પ્રભુ બે પાસ. ૭ એવે નીત્ય નીયમ પરવારી, બેઉ ઉઠયા તે વાર; વસ્ત્રો શસ્ત્રો સજીને પોતે, તર્ત થયા તૈયાર. ૮ પછે જઈ રથ ઉપર બેઠા, બંને જણ સંગાથ; રથ હાકવા રાસ પરણો, પ્રભુએ લીધાં હાથ. ૯ અસ્વોને હલકાર્યા ત્યાંથી, ધરી ઉર ઉમંગ; અસુરની રેઠાણ બતાવા, બ્રાહ્મણો છે સંગ ૧૦ પાપી જ્યાં રહેતો હતો તે, જગા બતાવી ત્યાંય; પછીથી એ સૈ બ્રાહ્મણ મંડળ; તર્ત થયું વીદાય. ૧૧ એવામાં ત્યાં અર્જુનજીએ, કર્યો ધનુષ્ય ટંકાર; શબ્દ સાંભળી ઓચંતાનો, અસુર નીકળ્યો બ્હાર. ૧૨ બીજા પણ બહુ દૈત્યો આવ્યા, દેતા જબરી ફાળ; કાળ સરીખા શામા ઉભા, વેશ અતી વીકરાળ. ૧૩ તવ તાડુકી પારથને કે, બોલ્ય અલ્યા તુ કોણ; સાચે સાચુ કહેજે નહીતો, લઇશ પલકમાં પ્રાણ. ૧૪ શા કારણ અહીંયાં આવ્યો તુ, કેમ કર્યો ટંકાર; નથી ઓળખતો છું હું કેવો, પાતાળની મોઝાર. ૧૫ અર્જુનજી તવ કહેવા લાગ્યો. શુણ્ય પાપના પુર; જાણી લેજે હું આવ્યો છું, તારો કાળ જરૂર. ૧૬ માટે મારા હાથે નકી, આવ્યુ તારૂ મ્હોત; જરૂર હું જીવતો નહીં મેલુ, તારી સેન્યા સ્હોત. ૧૭ બહુ દહાડા તેં બ્રાહ્મણોને, ભ્રષ્ટ કર્યા ઓ ભુંડ; ડામ રૂપી દારૂણ દુઃખ દીધાં, જઈશ હવે કયાં ઝુંડ. ૧૮ યજ્ઞ યાગને હોમ બગાડયા, પાડયા વેદીના

કુંડ; પાપ કુંભ તુજ ભરાયો, લક્ષ વસા જો લુંડ. ૧૯ એમ કહીને બાંણુ કહાડીયું, અર્જુનજીએ બ્હાર; તે દેખીને વળી પ્રભુએ, કીધો એક વીચાર. ૨૦ જાણ્યુ અર્જુન દૈત્ય જીતીને, જશે જો પૃથ્વીમાંય; પક્ષ પુત્રની કરશે પાકી, તો મૃત્યુ નહી થાય. ૨૧ એવું જાણી અર્જુન બળને કમી કર્યું કીશોર; અસુરને સાટે તે આપ્યુ, તેથી વધ્યુ બહુ જોર. ૨૨ પછી પોતાના દૈત્યો સાથે, કુદ્યો અપરમપાર; ઝાડ પાડને તાડ થકી ત્યાં, દેવા માંડયો માર. ૨૩ પ્રભુજીને આવી વાગે, દુઃખ થાય દોહન; પણ પોતાના ભાણેજ માટે, માર ખાય મોહન ૨૪ એવું યુદ્ધ કરાવી રોકયો, પારથને પાતાળ; પછી ભીમને અળગો કરવા, ઘાટ ઘડયો ગોપાળ. ૨૫ જેમંગળ એક હાથી ભીમનો, પાંડવ સેન્યા માય; હજાર ગજનું બળ જેનામાં, પ્રચંડ તેની કાય. ૨૬ તે હાથીને મુકી ગાંડછા, ગોવીંદે કરી ઘાટ; સાંકળોને તડાક તોડી, ઉછળીયો પુરપાટ. ૨૭ સૈન્યા અંદર પડી લોકનો, વાળે કચર ઘાંણ; હજારો યોદ્ધાના લેતો પલક એકમાં પ્રાણ. ૨૮ મેઘવરણને ગટોરગચ્છ એ, ગયા ઝાલવા જ્યાંય; સુંઢમાં ઘાલી ઉછાળ્યા તે, પડયા તંબુ છે ત્યાંય. ૨૯ ઘણા મનુષ્યો પ્રાણ બચાવી, કરતા નાસા નાસ; જોતાં કોઇથી સહન થાય ના, તેજ વખતનો ત્રાસ. ૩૦ તેથી લોકે ઘાંટા પાડી, ઘણી કરી બુમરાણ; ભીમને કહે છે ધાજયો ધાજયો જેમંગળ લે પ્રાણ. ૩૨ તમો વીના હવે ઉગરવાનો, કોઈ નથી આધાર; સેન્યા સરવે મરણ પામશે, દોડો વાયુકુમાર. ૩૨ એવા શબ્દ તણી કીકીયારી ભીમે સાંભળી કાન; કુંવરને તે કહેવા લાગ્યો, સાંભળને સંતાન. ૩૩ જો આપણી સેન્યા અંદર, થાય અતી બુમરાણ; કે છે કે જયમંગળ હાથી, લે છે સૌના પ્રાણ. ૩૪ માટે હું જરી જઇને આવું, વાર વધુ નહી થાય; મુજ વીના કોઇને નકી ગાંઠે, જુલમ કરશે ત્યાંય. ૩૫ અભીમન્યુ કે કાકા મારા, એશી બોલ્યા વાત; આ કોઠેથી તમે જશો તો, થાશે મારી ઘાત. ૩૬ જાણે કોઠો કાળ સરીખો, ભાસે મને વીકરાળ; વળી અંગને ડાબુ લોચન, ફરકે મુજ એ કાળ. ૩૮ હારેલા જીતેલા સરવે, આ કોઠે ચંડાળ; અધરમી સૌ આવી પેઠા, કરવા મારો કાળ. ૩૮ માટે કાકા મુકી મુજને, જરી જશો નહી દુર; લાગ એટલો જોઇ રહ્યા છે, કૌરવ પાપી ક્રુર. ૯ નકી મુજને મારી નાંખશે, છુંદશે સર્વ શરીર; અગની પણ છેવટ નહી પામુ, લાવો દયા લગીર. ૪૦ ભીમ કહે ભાઇ હવડા હુ જઈ, આવુંછું ચડીચોટ; નાના કહેતો કુંવર રહ્યો, કાકાએ કહાડી દોટ. ૪૧ સુર સપાટે ગયો સેન્યમાં, જેમંગળ છે જ્યાંય; ભીમ પકડવા પાસે આવ્યો, ગજ ના ગાંઠયો ત્યાંય. ૪૨

પણ ઉછળી કુંભસ્થળ માર્યું, ભીમની છાતી માંય; ગદા સુધાં ગોઠમડુ ખાધું, તડાકે દઇને ત્યાંય. ૪૩ ત્યારે ભીમને રીશ વાપી બહુ, તેનો દેખી કેર; ઉઠી ગદા ગ્રહી કે પાપી, હવે મારૂં હું ઠેર. ૪૪ એવામાં પ્રભુએ જાણ્યું જો, ભીમ કરશે ગજ ઠાર; તો નકી કોઠામાં જઈને, કરશે કુંવરની વ્હાર. ૪૫ માટે ભીમનું બળ કમી કીધું, લીધું નંદ કીશોર; દીધું સાટે જયમંગળને, જબરૂ વાધ્યુ જોર. ૪૭ જેવો ભીમ ગદા ગ્રહી આવ્યો, તેવો એ ગજરાજ; ધશી ભીમના સામો ધાયો, ધરી દીલમાં દાઝ. ૪૮ ભીમ ગદા લઇ તુટી પડીયો, હાથી પર તે વાર; હાથી પણ ત્યાં સુંઢ વડેથી, મારે ભીમને માર. ૪૯ એમ પ્રભુએ રોકી રાખ્યો. ગજેંદ્ર સાથે એમ; દૈત્યની સાથે પારથ રોકયો, થયું કુંવરનું કેમ. ૫૦ કાકાની બહુ ઓથ હતી, પણ મુકયો અંતરીયાળ; તેથી ભય પામ્યો એ ભારે, અર્જુનજીનો બાળ. ૫૧ ગઢ વીશે ગભરાવા લાગ્યો, ગયો હરબડી હામ; મરણ શરણમાં મુકી ચાલ્યા, કાકા કથોલ્યું કામ. ૫૨ ઉર વીશે એમ ઓછું આવ્યું, હૃદય ભરાયું અપાર; ફ્રૂસકાં નાખી રડવા લાગ્યો, આંસુ વહે ચોધાર. ૫૩

વીશ્રામ–અભીમન્યુ આંસુ ભરે, કરે ઘણો પરીતાપરે; વ્યાસ મગન મુખ ઓચરે, કુંવર તણો વીલાપરે. ૫૨

## કડવું ૫૩ મું—રાગ સાખી, પરજ.

આવો આ વેળારે, કાકા મારા આવો આ વેળા; ભીડથમાં ભેળારે, કાકા મારા આવો આ વેળા. ટેક. કાકા મારા કેમ ગયા, એકલો મુકી આજ; ઓથ હતી એક આપની, તમે કથમ કર્યો મારો તાજ. કાકા. ૧ આ કોઠો છે આપનો, હયો એ લક્ષ લગીર; મુળગો હું માહેર નથી, મારૂ ચુંથાશે હૈયાં શરીર. કાકા. ૨ તમ આધારે બીડલુ, મુકયું મેં મુખ માંય; અંત સમે આવા ખસ્યા, મારી દાઝ ન આવી કાંય. કાકા. ૩ ના કેતી હતી મુજ માવડી, ભાંખી મુળ ભવીશ; ભીમ ભરૂંશો ફ્રોક છે, માટે વીસવાસ તું ના કરીશ. કાકા. ૪ તેમ છતાં માન્યું નહી, મેં કીધો વીસવાસ; તે આગળ સૌ આવીયું મારો કરશે આ વ્હેરી વીનાસ. કાકા. ૫ વીસવાસઘાત કર્યા થકી, પુરણ લાગે પાપ; છતાં મને તમે છેતર્યો, હતા બાપના ઠેકાણે આપ. કાકા. ૬ સંકટ સમયે મુજને, કરવી જોઇએ ઓથ; નકટા થઈ નાશી ગયા, મારી રણમાં રઝળવાની લોથ કાકા. ૭ સડ પર બેસી કાગડો, દેછે માન શુકન; શીયાળવાં શબ્દો કરે વળી ફ્રરકે છે અંગ લોચન.

કાકા. ૮ સુળમાં આ કોઠો દીશે, કપરો કાળ સમાન; ભાવીએ ભાસે મને, ભોગ લેશે એ મારો નીદાન. કાકા. ૯ હાર્યા જીત્યા યોદ્ધા સૌ, છે આ કોઠા માંય; અપત્ય યુદ્ધ કરવા ઉભા, નથી ઉગરવા એક ઉપાય. કાકા. ૧૦ શત્રુ સામા જોઇ રહ્યા, ચડશીલા ચંડાળ; કાળા મ્હોના કૈરવો, એ તો કરશે નકી મારો કાળ. કાકા. ૧૧ મૃત્યુ મારૂ જો થશે, તો મુઝાશો આપ; પારથ આવી પુછશે, તેને કાકા શો દેશો જવાબ. કાકા. ૧૨ મૃત્યુ મારૂ સાંભળી, સૌના મળશે ભોગ; મરતાં મુજને રહી જશે, વળી તાત તણો તો વીયોગ. કાકા. ૧૩ વીશ્વાસઘાતી માણુસો, તમ જેવા નહીં કોઇ; ધીક ધર્યો વીશ્વાસ મેં, એમ કહીને કુંવર પડયો રોઇ. કાકા. ૧૪

વીશ્રામ-કાકા આવો એમ કહી, કુંવર પડયો ત્યાં રોઇરે; વ્યાસ વદે કોઠા વીશે, શતરૂ હરખ્યા જોઇરે.

## કડવું ૫૪ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીતરાયના તંન; રડતો દીઠો કુંવરને તે ઠામ, શત્રુ હરખાતા જોઇને તમામ. ૧ એતો સાતમા કોઠાની માંય, કૈરવ ડોકાં કરી રહ્યા ત્યાંય; હાર્યા જીતેલા યોદ્ધા એ સર્વ, ઉભા ગઢમાં કરી ઘણો ગર્વ. ૨ છે એ કોઠો તો જયદ્રથ માથે, પાપી ઉભો છે લઈ સૌ સાથે; છત્રપતિનો છે તે બનેવી, રહ્યો સદા સ્વસુર પક્ષ સેવી. ૩ એના મનમાં છે એવીરે હામ, ઠાર કરવો કુંવરને આ ઠામ; તેથી બોલાવી છત્રપતીને, કહેવા લાગ્યો એ મુઢમતીને. ૪ કહે છે ચાલો કુંવર પાસે જઇએ, ગભરાયો માટે ઘેરી લઇએ; જુવો લાગ મળ્યો છે આયાકો, નથી જોડે હવે એનો કાકો. ૫ સુણી છત્રપતીએ તેણીવાર, કીધા યોદ્ધાઓ સરવે તૈયાર; દ્રોણ કૃપાચાર્જ અસ્વસ્થામા, કર્ણ શલ્યને શકુની મામા. ૬ નીજ ભાઇયોના પુત્ર તમામ. ચારસેઅઠ્ઠોતેર તેણે ઠામ; બીજા પાછળ યોદ્ધા અપાર, નીકળ્યા સંપી સૌ કોઠા બ્હાર. ૭ આવ્યા કુંવર પાસે ચડીચોટ, રથ ઘેરી ઉભા વળી કોટ; એત્રે કુંવરનું કાકામાં લક્ષ, તેથી નીચાં હતાં એનાં ચક્ષ. ૮ તેવે પાપીયો આવ્યા પ્રત્યક્ષ, કીધી કીકીયારી પુત્ર સમક્ષ; સુણી ચમકયો ઓચંતાનો બાળ, સામા શતરૂ દેખી પડી ફાળ. ૯ જાણ્યું કરશે હવે મારો કાળ, ચડી ચુકયા છાતી પર ચંડાળ; હાવે શા માટે ધરવોરે શોક, આશા કાકાની કરવી તે ફોક. ૧૦ નીર શતરૂ જો દેખશે નરણે, જોર આવશે પાપીના ચરણે; દુષ્ટો દેખીને મારી ઉદાશી, દાંત કહાડી રહ્યા મોં વીકાશી. ૧૧ માટે ચેત અભે-

મન્યુ સુરા, પાપી પાપે કાપી કરૂં પુરા; નહી તો કરશે પછી તારૂં મર્ણ, સુરો શીર જતાં માગે ના સર્ણ. ૧૨ અલ્યા વાઘને હોય ના વળાવું, ધીક પર બળ પુંઠે પળાવું; દરીયો ડોળ્યો તે ખટ કોઠામાં, હાવે ખાંખે શું ખાબોચીયામાં. ૧૩ એમ ચોકસ ચીતમાં ઠસાયું, પણ પાછું ત્યાં રદય ભરાયું; માત પીતા ત્યાં સાંભળી આવ્યાં, નીર નેત્રોમાં તેથી ભરાયાં. ૧૪ અરે હાથ થશે મુજ ઘાત, પછી કરશે શું મુજ પીતુ માત; એતો ટળવળી ટળવળી મરશે, પ્રાણ મારી પાછળ પરહરશે. ૧૫ મેલી રામાને આવ્યો હું રડતી, તેપણ બીચારી રહેશે રખડતી; હતો ગટોરગચ્છભાઈ સાથી, મેં તો બોલી બગાડયું જેનાથી. ૧૬ રહ્યો સરવે સગાનો વીયોગી, થયો આખર મૃત્યુનો ભોગી; છેવટ કાકા હતા એક કાઠા, તેપણ અંત સમે મુકી નાઠા. ૧૭ એમ સંભાળી સંભાળી રડતો બહુ બળાપો કરી બબડતો; દેખી શતરૂ ઘણા ખુશી થાતા. હશી ઘડે એવા હરખાતા. ૧૮ એવી ચેષ્ટા શત્રુતઓની ભાળી, અભેમન્યુએ મન લીધું વાળી; પછી કાળજુ કઠણ કીધુ, આવણ માયા તણું મુકી દીધુ ૧૯ માયા સંસારની સહુ ફોક, પછી કરવો શા માટેરે શોક; નથી સગુ સહોદર કો સાથી, જ્યારે પ્રાણ જશે પીંડમાંથી. ૨૦ મીથ્યા સગાંને વહાલા કહેવાનાં, જીવ જાતાં એ જોઈ રેવાનાં; માટે કોનાં એ તો પીતુ માત, કોનાં ભગની ને વળી ભ્રાત ૨૧ વળી કોની કોનું કોઈ, કાદવ કાડયો મેં કોઠીને ધોઇ; ધીક ધીક અભેમન્યુભાઇ, તારી ચુલે પડી ચતુરાઇ. ૨૨ જારે જા જીવ ઓછું શું લાવે, શીદ શતરૂને ખાલી હસાવે; મોડું વેલું જ્યારે ત્યારે મરવું, પછી મરવાથી શા માટે ડરવું. ૨૩ માટે કરય હવે પાપીને પુરા, રેના મ્હોત થકી કો અધુરા; એવું વિચારીને અભેમાન, થયો શોક તજી સાવધાન. ૨૪ એવે બોલ્યો ત્યાં દુરીયોધન, અલ્યા સાંભળ પારથ તન; થા તું યુદ્ધમાં તૈયાર, પછી કરજે કાકાને પોકાર. ૨૫ કાકા કાકા શું કહે છે નકામા, કાકા જોને ઉભા તારા સામા; આવી પોંચ્યુ હવે તારૂ મોત, બુરા હાલે થવાનો તું બ્હોત. ૨૬ સુણી અભેન્યુ તે ઠામ, લાગ્યો દાઝ્યા ઉપરજ ડામ; તેથી કુંવરે ક્રોધજ કરીયો, અતી તીખનાં વેણ ઉચરીયો. ૨૭ કહે છે સાંભળ શાંહના સુત, કર્મહીણા કૃતઘ્ની કપુત; અલ્યા હાર્યા તમે સૌ કુકરમી, છતાં આવીને ઉભા અધરમી. ૨૮ હાર્યા દ્રોણ અને અસ્વસ્થામાં, હાર્યા જોને કરણ સલ્ય મામા; હાર્યો તું અને તારારે ગોર, નથી જાણતા તે નઠોર. ૨૯ કરી રાંડયા રણમાં હરાવ્યા, પાછા પાવૈયા થવા શું આવ્યા; માટે પુરા કરૂ હવે પાપી, ભોમી ભોગ આપુ કાપી કાપી ૩૦ એવું

ધારીને ધનુષ્ય ઉપાડો, બળ હોય તો બાંણને કહાડો; ઉંધુ ઘાલી રહ્યા હતા સર્વ, સમે બોલ્યા બધા કરી ગર્વ. ૩૧ કહે છે વીરા શું જોઇ રહ્યા છો, આમ કાયર કેમ થયા છો; હાવે છેવટનાં શસ્ત્ર ઝાલો, એને ખાવા ખરેખરૂ આલો. ૩૨ એમ ધારી ક્રોધે સઉ ચડીયા, કરી તડાકોને તુટી પડીયા; ઘણા ગરજી દેવા માંડયો માર, છુટયાં શતરૂનાં શસ્ત્ર અપાર ૩૩ ગુસી ગેડી ગદા ને કટાર, તીર તરકસને તલવાર; ભાલા બાંણ જમૈયા જંજાળ, ધસકે ગોફણ ગોળા વીશાળ. ૩૪ મુશળ મોગરી મુદગળ ફરશી, રહ્યાં ગલોલ ગુરજ વરશી; એવે અભીમન્યુ બાણજ છોડે સૌનાં શસ્ત્રોને સપાટે તોડે. ૩૫ બાણ એકનાં અનેક મુકે, ચાંપ રાખી ચતુર નવ ચુકે; પણ પાપીનું સૈન્ય અપાર, એનો એકલો દીશે કુમાર. ૩૬ કીડી ઉપર કટક હોય જેમ, કુંવર ઉપર કૌરવ દીશે એમ; છતાં કુંવર પાછો નથી પડતો, લાગ તપાસી તપાસી લડતો. ૩૭ એમ લડે શતરૂ સામો બાળ, પાર્થ દૈત્ય બે લડે પાતાળ; લડે સૈન્યામાં હાથીને ભેમ, ત્રણ ઠેકાણે યુદ્ધ મચ્યુ એમ. ૩૮ એવો ત્રીકમે તાસીરો કીધો, ભરે ભાણેજ લાગમાં લીધો; એવે કૌરવો મારે બહુ તીર, કોચી નાખ્યું કુંવરનું શરીર. ૩૯ રૂંવે રૂંવે પાડી દીધાં સાર; છુટે અંગેથી રૂધીર અપાર; તીર ચોતરફથી પાપી નાંખે એકલો કુંવર કયાં દ્રષ્ટિ રાખે. ૪૦ તેથી બાળ ઘણો ગભરાયો, જાણ્યુ અંત મારો હવે આવ્યો; માટે ક્રોધ એણે અતી કીધો, સર છેવટનો એક લીધો. ૪૧ ઉપર મંત્ર મોહઅ ભણીયો, ગુણ અગણીતા પાછળ ગણીયો; વળી રાખી નહી જરા ન્યુન, મેલ્યુ ધર્મ ને કુંત્તાનું પુન્ય. ૪૨ પછી ખેંચીને તર્ત કમાન, આંખ્યો મેંચીને મુકયુ નીદાન; છુટયુ બાણ એ એક, મંત્ર આધારે થયાં અનેક. ૪૩ મેઘ બુંદની માફક થઇને. વાગ્યાં સરવેની છાતીમાં જઇને; તેવે શતરૂઓ સૌ લડથડીયા, ઢળી ઢળીને મુરછાંમાં પડીયા. ૪૪ એવે કુંવરે કીધો વીચાર, પાપી આડા ઓલા છે અપાર; જીત્યા એવું કેશે અભીમાની, તેની રાખવી જોઇએ નીશાની. ૪૫ જેથી હારેલા સર્વ જણાય, જીત્યા ના કોથી બોલાય; એમ જાણી કહાડયું એક બાણ, મંત્ર યુક્ત કર્યું એ સંધાણ; મુકયુ શતરૂ ઉપર ચીત્ત રાખી. સૌની અકેકી મુચ્છ કાપી નાંખી; પછે થઇ વાર બે ઘડી જ્યારે, ઉઠયા મુરછા ત્યજી સૌ ત્યારે. ૪૭ દેખી બાળને કાળ સમાન, નાઠા કોઠામાં સૌ કો નીદાન; કોઇ રહ્યું નહી જયારે ત્યાંય, ઘણો હરખ્યો કુંવર મનમાંય. ૪૮ કહે છે હવે તો કોઠાની બહાર, કોણ આવે છે જોઉં આ વાર; ઉભો મનમાં આંણી એમ હુંસ્ય, રાખ્યુ રથ પર ઉભુ ધનુષ્ય. ૪૯ એક છેડો છે

રથ પર ત્યાંય, બીજો છેડો છે અધર ત્યાંય; મુઠી ઉપર હાથુ ધરીને, ઉભો ધનુષ્યનો ટેકો કરીને. ૫૦ જોઇ રહ્યા શતરૂ સામું બાળ, એવે પડી પ્રભુજીને ફાળ; કહે છે કેમ નથી મરતો ભાણેજ, પડી પેટમાં ચીંતા તો એજ. ૫૧ વીશ્રામ—ચીંતા પેઠી ચીતમાં, ચતરૂભુજને ત્યાંયરે; વ્યાસ મગન વાણી વદે સુણો જન શ્રોતાયરે. ૫૪

## કડવું ૫૫ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, શુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, કુંવર મરણ મહીમાય. ૧ ચતરૂભુજ ચીંતામાં પડીયા, કયેમ ન મરે કુમાર; જ્ઞાન દ્રષ્ટીએ જોવા લાગ્યા, જાતે જુગદાધાર. ૨ જાણ્યું કુંતાની રક્ષાનો, રહી ગયો એક તાર; તે જ્યાં સુધી છે ત્યાં સુધી, કુંવર નથી મરનાર. ૩ મત્યંચા પર ગટોરગચ્છે, વીટેલો છે સ્હેજ; તેજ તાંતણો તુટે તો મરે, નક્કી મુજ ભાણેજ. ૪ તે શું મ્હારે તોડવો પડશે, ચીંત્યા કરી એમ ચીત; અરે મારા એક ભાણેજ માટે, લેવું પડશે નીમીત. ૫ જન્મે મરે જગત સઘળું તે, સૌ મુજ ગતી કહેવાય; નીમીત માંથે હું નથી લેતો, કરૂછું કોડ ઉપાય. ૬ કોઇ તાવથી કોઇ કોગળીએ, કોઇને કરડે નાગ; કોઇ ભગંદર કોઇ જલંદર, રાજ રોગ કે આગ. ૭ સુઠય ચોટયમાં કોઇ મરે વળી, ધરી વ્હેમના વેગ; કોઇ જળથી મળથી કે નળથી, કોઇને વળગે પ્લેગ. ૮ કોઇ મુર્છા કોઇ વરાધ વા માં, ઉટાંટીયામાં અપાર; પણ નીમીત હું નથીજ લેતો, હરતો હરેક પ્રકાર. ૯ માટે આ નીમીત ના લેવું, એમ તપાસ્યો લાગ; રથ હાકતાં ધરીયું બીજુ, ઉંદર રૂપ અથાગ. ૧૦ કંચન જેવી કાયા કીધી, દીશે કોમળ અંગ; ફરફર બાબરી ફરકે જેમાં, જણાય છે પચરંગ. ૧૧ ભોટીલાથી જરાક ભારે, હલકો એથી કોળ; એના જેવો અન્ય મળે ના, દુનીયામાં પણ ડોળ. ૧૨ કાન ટીશીયો ચડાવી ટગટગ, હલાવે વારમવાર; ભાળી બ્રહ્મા મોહ પામે તો, ભાણેજના શા ભાર. ૧ પછી પ્રકટ થયા પૃથ્વીમાં, એ કોઠા મોઝાર; અભીમન્યુના રથના સામા તરત નીકળ્યા બ્હાર. ૧૪ તે ઉંદર ભાળ્યો ભાણેજે, પામ્યો અતીશે મોહ; તદરૂપ થયો ને ભુલી ગયો સૌ, દુશ્મન પરનો દ્રોહ. ૧૫ ઉરમાં એમ વીચાર કરે છે, વાહવા વીર ઉંદર; જનમીને મેં જોયું તારૂં, આવું રૂપ સુંદર. ૧૬ અલ્યા મુવા પણ શીદ નીકળ્યો, તારા દરથી બ્હાર; મુરખ અહીંયાં મરી જવાનો, યુદ્ધ થશે તે વાર. ૧૭ તે માટે નાશી જા નહીં તો, આવ્ય અલ્યા મુજ પાસ; રમકડા જેવો તું દીશે, રમશું આપણુ

ખાસ. ૧૮ તારે માટે કનક તણું વળી, કરાવીશ મંદર; માણેક મોતી રત્નો રૂડાં, જડાવીશ અંદર. ૧૯ પાળીશ તુજને પ્રેમ થકી હું, ધરીશ રૂડાં ભોજન; ધન્ય રહીયાળા ઉંદર તેં મુજ, પ્રફુલીત કીધું મન. ૨૦ એવામાં તો ઉંદર દોડી, આવ્યો રથ છે ત્યાંય; પૈડા ઉપર થઇને ચડીયો, પડીયો રથની માંય. ૨૧ પછી કુંવરના પગ પાસે જઈ, કરવા માંડયો ગેલ; કુંવર બીચારો તે શું જાણે, ફીતુર જનનાં ફેલ. ૨૨ પ્રપંચા પર ચડતો પડતો, ઉંદર વારંવાર; ઉલટ સુલટ કુદકારા કરતો, તાકયો ઉરમાં તાર. ૨૩ કુંવર દેખી ખુશ થયો બહુ, ઠરી ગયો ત્યાં સ્થીર; જાણ્યું લાવ્ય હવે હું ઝાલું, વાલુ એજ શરીર. ૨૪ એવામાં ઉંદર ચડી આવ્યો. દોરા નજીક તેવાર; પ્રપંચા સુદ્ધાં પછી કાપ્યો, તડાક દઇને તાર. ૨૫ સીધું ધનુષ્ય થતાં તો પેઠી, અણી હળવી મોઝાર; તર્ત તાળવું તોડી નીકળી, એક હાથ ત્યાં બહાર. ૨૬ એના હચરકેથી ઉછળીયો, ખાધી અવળ ગુલાંટ; રથ આગળ આવીને પડીયો, પૃથ્વીપર ચિત્તાપાટ. ૨૭ ડોળા તેના તરી ગયાને, બોલાતું નથી મુખ; અંગ નશો ખેંચાવા લાગી, દારૂણ પ્રકટયુ દુખ. ૨૮ તે દેખીને જયદ્રથ હરખ્યો, બોલ્યો એમ વચન; વણ મ્હોતે એ કુંવરજ મુઓ, જુઓ દુરીયોધન. ૨૯ તવ પાપીએ નજર કરીને, જોયું તેણે આમ; પૃથ્વી પડેલો કુંવર ભાળી, હરખી ઉછળ્યો વામ. ૩૦ પગ ઠોકી પછી કહેવા લાગ્યો, તતપર થાવ તમામ; જાવો કરો કુંવરના કટકા, ઝટકા દઈ તે ઠામ. ૩૧ વળી ભાઇયોના પુત્રોને કહ્યું, લ્યો લક્ષ્મણનું વેર; ખોળ્યો કટકો હાથ ન આવે, કરજો એવી પેર. ૩૨ ત્યાર વીના તો મારા મનની, ઓલાશે નહી દાજ; એવા શબ્દ સુણીને બોલ્યા, દ્રોણ ગુરૂ મહારાજ. ૩૩ કહે છે પાપી આ શું ધાર્યું, ચંડાળોનું કર્મ; મરતા જનને મારવો તેતો, અતીશે થાય અધર્મ. ૩૪ વણ મારે પણ છે મરવાનો, મરાવે શીદ નાદાન; ફળ માઠાં ભોગવવાં પડશે, નડશે કર્મ નીદાન. ૩૫ નૃપ કહે નડશે ત્યારે, સૌ થઈ પડશે તે ઠામ; જાવો દીકરા જોઈ રહ્યા શું, કરો આપણું કામ. ૩૬ સુણી કુંવર શસ્ત્રો લઇ દોડયા, ચારસેં અઙ્ગોતેર; સાત હજાર યોદ્ધા સાથે, કરવા ચાલ્યો કેર. ૩૭ કુંવર પડયો છે ગભરામણમાં, ઘણું તરફડે તન; બીચારો શી રીતે દેખે, તરી ગયાં લોચન. ૩૮ એવામાં ત્યાં આવ્યા પાપી, કીધો ક્રોધ અપાર; ભાલા તીર તથા તલવારે, દેવા માંડયો માર. ૩૯ ભચો ભચ શસ્ત્રો મારે તવ, તન સંકોચે તન; કાયાને બહુ કષ્ટ પડે છે, કેટલું કરે સહન. ૪૦ મુખ બંધ છે નથી બોલાતું, વદતાં એક વચન; પાપી અંગે અતી વેદના, બહુ મુઝાણું

મન. ૪૧ અરેરે મને મરતાને પણ, મારે પાપી જન; દયા નથી દુષ્ટોને કીંચીત, રૂવે છે પારથ તન. ૪૨ ઘા પડતાં અકળાતો અતીશે, ભોંય ઘસે પગ હાથ; એવામાં એક રથનું પરડું, અથડાયું પગ સાથ. ૪૩ તે પરડુ પગ અંગુઠા પર, લીધું રાખવા નાક; પડયો પડયો પગ ઉંચો કરીને, તર્ત ચડાવ્યું ચાક. ૪૪ સુર ભર્યું પછી શત્રુ ઉપર, મુકયું કરીને રીશ; સસ અયુત ચારશે અક્ષોનેર, છેદી નાંખ્યાં શીશ. ૪૫ ધડોધડ ધડ પરથી મુસ્તક, ઢળી પડયાં સૌ ધર્ણ; મરતાં મરતાં સુરાએ એમ, કર્યાં શતરૂનાં મર્ણ. ૪૬ તે દેખીને સૌ કૌરવનાં, દાઝ્યાં અંતઃકર્ણ; હાહાકાર હવો તે ટાંણે, નીર ભરાયાં નર્ણ. ૪૭ નૃપના વીર કકળાટ કરે છે, કોઠાની મોઝાર; હાથ પુચા બહુ ઘસવા લાગ્યા, અંધ તણા કુમાર. ૪૮ દ્રોણ ગુરૂ તત્ર બોલી ઉઠયા, જો હ્યા દુરીયોધન; અધર્મનાં ફળ તર્ત મળ્યાં આ, મુવા સરવના તન. ૪૯ દુરીયોધન તવ ગર્વ કરીને, દીધો ઝડપ જવાબ; મુવા તો મુજ ખાસડે મારી, એનો શો હીસાબ. ૫૦ ભાઇયોને પણ કહેવા લાગ્યો, મુઝાશો નહિ મન; આપણ જો જીવતા હઇશું તો, થશે તાગ વીણ તંન. ૫૧ એવામાં ત્યાં અભીમન્યુનો, તુટયો આયુષ તાર; આત્મા એનું અંગ તજીને, તરત નીકળ્યો બ્હાર. ૫૨ એવામાં એક અપચ્છરા આવી, વીમાન લઇ પુરપાટ; સુરા નરને જોઈ રહેલી, વરવા માટે વાટ. ૫૩ તેણે અભીમન્યુનો આત્મા, ઝાલી લીધો ઝડપ; પોપટ કરી પીંજરમાં પુરી, ચાલી સ્વર્ગે ચડપ. ૫૪

વીશ્રામ-પછી પ્રાણ લઇ અપચ્છરા, અભીમન્યુનો ત્યાંયરે; વ્યાસ વદે રહ્યું ખોળીયું, ખાલી ભોમી માંયરે. ૫૫

## કડવું ૫૬ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશંપાયે વચન, સાંભળ પરીક્ષીતરાયના તંન; ખાલી ખોળીયું ભોમીની માંય, પ્રાણ વીના પડયું રહ્યું ત્યાંય. ૧ એવે કોઠામાં દુરીયોધન, વધો જયદ્રથ સાથે વચંન; જુવો જરૂર મુવો કુમાર, હાવે હાલતો નથી લગાર ૨ માટે પુત્ર પાસે તમો જાવો, એના કટકા પુરા કરી આવો; માર્યા જેટલા મારા કુમાર, કરો તેટલા કટકા આ વાર. ૩ સુણી દ્રોણ વળી બોલ્યા ત્યાંય, કહે છે આ શું ધાર્યું પાછું રાય; શીદ મુવેલાને તું મરાવે, એમાં હાથમાં તારા શું આવે. ૪ મીથ્યા જયદ્રથ લેશે નીમીત, પછી પાછળ થશે વિપરીત; સુણી જયદ્રથ બોલ્યારે ત્યાંય, જેમ થનાર હોય તેમ થાય. ૫ કરૂ કટકા એના હું તો ક્રોડ, નહી હારૂ હવે મારી હોડ; કોઠો સાતમો છે મારે

માથે, માટે કટકા કરીશ મારે હાથે. ૬ એમ કહીને લીધો કર કુહાડો, એનો આવી પોચ્યો છે અદાડો; તેથી દોડયો કુહાડો એ લઇને, ઉભો પુત્ર પાસે પછી જઇને. ૭ એવે પતાળે પુરૂષ પુરાણી, મુવો ભાણેજ વાત એ જાણી; હાથી દૈત્યનું બળ ખેંચી લીધું, ભીમ અર્જુન ને આપી દીધું. ૮ તેથી ભીમે ત્યાં ગર્જના કીધી, ગદા સો સાથે હાથીને દીધી; પછી ઢોળી પાડયો એણે ધર્ણ, કહે છે હાત્રે કરૂ તારૂ મર્ણ. ૯ એમ કહીને દૈવત ઘણું દાખ્યો, પગ ઝાલી પછે ચીરી નાંખ્યો; એવે પતાળે પણ અર્જુન, નથી બળમાં એને હવે નુન્ય. ૧૦ તેથી મુકયુ એણે એક બાણ, લીધા પલમાં એ પાપીના પ્રાણ; બીજા દૈત્યોને માર્યા અપાર, યુદ્ધ પરવાર્યા ઇંદ્રકુમાર. ૧૧ પછી ગયા એ નગ્રની માંય, આવી લાગ્યા બ્રાહ્મણોને પાય, માગી વીદાયગીરી તે વાર, એતો આવવા પૃથ્વી મોઝાર. ૧૨ મળી બ્રાહ્મણે આશીશ દીધી, વાલ ધરી વીદાયગીરી કીધી; રથ હાકયો પ્રભુજીએ ત્યાંય. એવે થયું શું પૃથ્વીની માય. ૧૩ ભીમે મારી નાખ્યો જ્યારે હાથી, સમે દોડયો એ સુરનો સાથી; પડી પેટમાં એવી તો ફાળ, અરે એકલો મુકયો મેં બાળ. ૧૪ એની સંભાળ રાખશે કોણ, પાપી કૌરવ લેશે એના પ્રાણ; એવું જાણી હીંડયો પુરપાટે, કોઠા સામો એ સુરસપાટે. ૧૫ આવે એવો અતી શ્વાસ ભરતો, દીઠો જયદ્રથને ત્યાં ઘા કરતો; રથ ઉપર દીઠો નહી બાળ, મુવો બાળ પડી એવી ફાળ. ૧૬ તેથી પ્રગટયો પુરણ શોક, મેલી ભીમે ભયંકર પોક; સુણયો જયદ્રથે શબ્દ એ માઠો, ફેંકી કુહાડો નફટ નાઠો. ૧૭ નાઠા કોઠાના યોદ્ધા તમામ, સૌના ચમર વછુટયા તે ઠામ; ભીમ પુત્ર પાસે આવ્યો ત્યાંય, ભાળી મડદુ પડયો ભોમી માંય. ૧૮ રડવા લાગ્યો કર કરમે પછાડી, પછી પોક ત્યાં કારમી પાડી; મારૂ કર્મ આ કોઠે કવાયું, ધાજ્યો રત્ન આ રણમાં રોળાયું. ૧૯ એવો શબ્દ ગયો ઠામો ઠામ; મુવો બાળ એ જાણ્યું તમામ; છુટયાં પાંડવ સૈન્યનાં લોક, કુટયાં કર્મ કહી પાડે પોક. ૨૦ ધર્મ કુંત્તા સુભદ્રા ત્યાં ધાયાં, ધસી દ્રૌપતી હાંફતાં આવ્યાં; આવી ઓત્રા પતી પાસે જ્યારે, પડી પુરણ મુર્છામાં ત્યારે. ૨૧ આવ્યા ગટોરગચ્છ મેઘવર્ણ, ભાઇને દેખી પડયા બેઉ ધર્ણ; સહેદેવ નીકુળ આદી તમામ, ઢળી ઢળીને પડીયા તે ઠામ. ૨૨ ભરાઈ મેદની લોકની ભારે, સહુને નીર વહે છે ચોધારે; દેખી સુભદ્રા કુટે છે શીશ, છુટે રૂધીર છોળે તે દીશ. ૨૩ ચુંટી કહાડે છે શીરના કેશ, ચુટે અંગનું ચર્મ વીશેશ; દાઝ ઉરમાં અતીશે આવે, જીભ્યા દાંતની તળે દબાવે. ૨૪ કહે છે કયાંથી આવ્યો બેઠા કાળ, કહીને

ખોળામાં લીધો ત્યાં બાળ; મારાં પ્રગટયાં પુરવનાં આ પાપ, એમ કહી માયે માંડયો વીલાપ. ૨૫ વીશ્રામ-વીલાપ માયે માંડીયો, નેત્રે નીર ચોધારરે; વ્યાસ મગન મુખ ઉચરે, વીલાપનો વીસ્તારરે. ૫૬

## કડવું ૫૭ મું—રાગ પરજ.

હાય બાપ રઝળાવ્યાં હમને ત્હેં રાણા, રઝળાવ્યાં હમને ત્હેં રાણા; સુતો સમનશાનમાં શોડય તાણી શાણારે; હાય. હાય બાપ રઝળાવ્યાં હમને ત્હેં રાણા. ટેક. આ શો જુલમ કીધો તેં મારા જાયા, ગયો કેઈ દેશે દીકરા તું ડાયા; થયો નમેરો મુકીને છેક માયારે હાય. હાય બાપ. ૧ મેં તો આશાએ ઉછેરી મ્હોટો કીધો, એનો લાવો હજુ સુધી નથી લીધો; છેવટ છેતરીને દગો કેમ દીધોરે હાય. હાય બાપ. ૨ વાજ આવ્યો વેરી સાથે તું વઢીને, લાભ આખર ના લીધો લડીને; રોળ વાળ્યો તે ચક્રાવે ચડીનેરે હાય. હાય બાપ. ૩ હાવું જાણુતી તો રાખતી તે હું ખાળી, ગયો ઓત્રાનો ભવ બધો બળી; બેટા ઢીંચણેથી તે તો મને ઢાળીરે હાય. હાય બાપ ૪ ધાયો ગોઝારા ઘડમાં તું આવી, આમ અવનવી શું સમાધી ચડાવી; પડયો રસ્તે શું રાજવી રડાવીરે હાય. હાય બાપ ૫ તારા તાતનો વિયોગ રહ્યો વાલા, કેમ લક્ષમાં ના લાવ્યો એ લાલા; બોલ બોલ એક વાર કુંવર કાલારે હાય. હાય બાપ. ૬ દયા દીકરા ના આવી લગારે, વાલી વસ્તુઓ તો પડી રહી વધારે; એતો દેખી દેખી બળવાનું મ્હારેરે હાય. હાય બાપ. ૭ કહ્યું કોઇનું ના માન્યુ હઠીલા, હતી ઓથ કીધી અળગી ઝકીલા; રાંન રોળાયો રણના રસીલારે હાય. હાય બાપ. ૮ પડી ખોટય તારી કેઇ પેરે ટાળુ, નથી બાળ બીજો જેથી મન વાળુ; કરી ગયો મુખ મારૂ ઓશીયાળુરે હાય. હાય બાપ. ૯ તેં તો હરખાવી શતરૂઓની ટોળી, મારા હૈયામાં પ્રગટાવી હોળી; જનમ કેમ જશે ચક્ષુ આમ ચોળીરે હાય. હાય બાપ. ૧૦ મારી આશા કરી બધી ધુળધાણી, તારી પાછળ હવે લેજે મને તાણી; વદે વધુ શું મગન વ્યાસ વાંણીરે હાય, હાય બાપ. ૧૧ વીશ્રામ-સુભદ્રા એમ વલવલે, ઘણો કરે પરીતાપરે; કુંવર ગ્રહી પછી ગોદમાં, કુંત્તા કરે વીલાપરે. ૫૭

## કડવું ૫૮ મું—રાગ રામરાજીયાનો.

રડતાં મુકીને ગયો રાજવી, હાય હાયરે. રડતાં. જાગ્ય જાગ્ય અભીમન્યુ દીકરારે, સુતો સમશાન શા માટ. ટેક૦ આવું કરવું ના ઘટે તુજને, સોધી સ્વર્ગ તણી વાટરે. રડતાં. ૧ શાણો થઇને શું સુઇ

રહ્યોરે, લેઇ નીંદ્રા લસલસાટ; સગો થઇ તું દગો દઈ ગયો, બળે ચીત ચળચળાટરે. રડતાં. ૨ સુનાં મેલ્યાં મંદીર માળીયાંરે, મેલ્યાં સુનાં રાજપાટરે; તારા વીનાની સહુ સાહ્યબી, થઇ મુળથી નાપાટરે. રડતાં. ૩ જરીયન વસ્ત્રો બધાં જરી જશેરે, ગળશે ઘરેણાના ઘાટ; સુની સુંવાળી પડી સેજડી, સુની હીંડોળા ખાટરે. રડતાં. ૪ વાલી વસ્તુ વધારે થઇ પડીરે, કનક વાડકાને તાટ; તારા વીના તો મારા ચોકમાં, કોણ રમશે ચોપાટરે. રડતાં. ૫ કુંવર કોંદડ કોણ ઝાલશેરે, વળશે હથીયારે કાટ; દેખી દેખીને અમે દાઝશું, જોયાં જશે કયેમ કપાટરે. રડતાં. ૬ તાત તારા વાત જ્યારે જાણશે, પડશે પૃથ્વી ચીતાપાટ; વીધવા ઓત્રાને દેખતાંરે, મરશે સુદ્રષ્ણા વિરાટરે. રડતાં. ૭ રાણી રખડતી ફરી ગયોરે, એના ઉરમાં ઉચાટ; એની દયા જરા ના ઉપની, એનો રડે હૃદય ફાટ. રડતા. ૮ એથે ગટોરગચ્છ બાંધવોરે, એથી કીધો કકળાટ; વાંધો પાડીને પાછો વાળીયો, ભાઈ બળે ભરભડાટ. રડતા. ૯ સુળથી કહ્યું ના માન્યું કોઇનુંરે, માડયું હઠનું તે હાટ; ગોઝારા ઘડમાં તું આવાંયો, ઘડયો પાપીઓએ ઘાટ. રડતાં. ૧૦ પાણીમાં દીવો સુજ બળી ગયોરે, વાળ્યો દેવે શો દાટ; વાણી મગન વ્યાસ શું વદે, લખ્યા લેખ એ લલાટ. રડતાં. ૧૧

વીશ્રામ--રડતાં મુકી ક્યાં ગયો, કુંતા કહે કુમારરે; વ્યાસ વદે તેણે સમે ઓત્રા રડે અપાર. ૫૮

## કડવું ૫૯ મું—રાગ ભરથરીનો.

કુડારે કરમ આ તેં શું કર્યું. ટેક૦ દૈવ દયાના આવી જરી, દુઃખ દારૂણ દીધુંજી; સમશાને સ્વામીને સુવાડીને, સુખ સઘળું તે લીધુંજી. કુડારે. ૧ છ છ જનમમાં મને કોઇ સ્થળે, ઠરવા દીધી નથી ઠામજી; આરે જનમમાં આશા હતી, તે પણ કથલ્યું તે કામજી. કુડારે. ૨ કંથ મારા તમે કયાં ગયા, છોડી અબળાનો સાથજી; નમેરા થઇને શું સુઈ રહ્યા, બોલો બોલો સ્વામીનાથજી. કુડારે. ૩ જ્યારે આવું કરવું હતું, ત્યારે શીદ ઝાલ્યો હાથજી; છેહ દીધો મને છેતરી, શતરૂ સાથે ભીડી બાથજી. કુડારે. ૪ કરમ કઠોર મારૂ થયું, પ્રગટયાં પુરણ પાપજી; સ્વામી તમે જન્મમાં, મારી મને ભુલ થાપજી. કુડારે. ૫ અશ્વચય રણે મળ્યા તંબુમાં, તે પણ સુખ નહિ સંપુર્ણ; અલ્પજ સ્વપ્ન સમું થયું, આશા રહી ગઇ અપુર્ણજી. કુડારે. ૬ નીમીશ માત્ર મળ્યા મુને, રહ્યા નહી એક રાતજી; મનની હતી તે મનમાં રહી, નથી કરી દીલ ખોલી વાતજી. કુડારે. ૭ નાથ નથી એ વાંક આપનો,

ભુંડુ મારૂ ભવીશજી; મામા તમારા કેડે પડયા, વેરી દ્વારીકાંધીશજી. કુડારે. ૮ કામ બધાં છે આ કૃષ્ણનાં, એણે કર્યું મારૂં ધુળજી; જીવતા ના રહેશો કોઇ જાદવો, જાજ્યો એનુ જડામુળજી. કુડારે. ૯ મારા જેવી થજ્યો એની નારીયો, શોક અચુત સત અષ્ટજી; સૌનાં સાથે બળજ્યો કાળજાં, પુરણ પામજો કષ્ટ. કુડારે. ૧૦ સાળો બનેવી બે એક છે, જુદા જાણે ના કોઇજી; પાળી મારી પેશી પેટમાં, એતો કોઇએ ના જોઈજી. કુડારે. ૧૧ હેત બનાવી ઉજડ કર્યું, એવો અરી અવીનાશજી; હવે જીવી હુંનો શું કરૂં, સ્વામી આવું છું તમ પાસજી. કુડારે. ૧૨ એમ કહીને કેશ છોડીયા, તેથી ધરૂજ્યા અવીનાશજી; વ્યાસ મગન કહે તે પળે, કીધી વાણી આકાશજી. કુડારે. ૧૩

વીશ્રામ—આકાશમાં વાણી કરી, જાતે જદુપતી રાયરે; વ્યાસ મગન મુખ ઉચરે, વાણીનો મહીમાયરે. ૫૯

## કડવું ૬૦ મું—રાગ કેદારો.

વળતાં બોલીયારે, રૂશી વૈશમપાય વચન; સ્નેહે સાંભળોરે, રૂડા જનમેજય રાજન. ૧ ઉંડી આકાશમાંરે, વાણી એમ થઇ તે વાર; ગુણીયલ ગર્ભ છેરે, બાઇ તુજ ઉદરની મોઝાર. ૨ જો તું મરીશતોરે, લાગશે બાળહત્યાનું પાપ; વળી બીજુ થશેરે, આત્મહત્યાનું પાપ અમાપ. ૩ પછી તે પાપથીરે, ધરવા પડશે જન્મો સાત; દુઃખ પડશે ઘણુંરે, તુજને જગમાં જાતો જાત. ૪ માટે મરીશ માંરે, છે આ છેલ્લો તુજ અવતાર; બાઇ તુજ ઉદરેરે, પ્રગટશે ઉત્તમ એક કુમાર. ૫ એ કુમારથીરે, તરશે તારાં કુળ તમામ; જન્મે તે સમેરે, ધરજ્યો પરીક્ષીત એવું નામ. ૬ એવું સાંભળીરે, ઓત્રા આદી સરવે લોક; એના ભાગનોરે, કાંક પણ ઓછો કીધો શોક. ૭ કુંત્તાદી મળીરે, બાઇને કીધો બહુ ઉપદેશ; ઓત્રાએ તે સમેરે, કરથી મુકી દીધા કેશ. ૮ એવે પાતાળથીરે, પ્રભુ પારથ બન્ને ત્યાંય; અસ્વ રથ હાકતારે, આવી પહોચ્યા પૃથ્વી માંય. ૯ તેજ સમયમાંરે, તેમને આડો ઉતર્યો નાગ; વળી રથ ધ્વજાયેરે, કા કા કરતો બેઠો કાગ. ૧૦ સામે શીયાળવાંરે, રડનાં રાડય પાડી બહુ રાન; સીંચાંણા ચીબડીરે ભારે ભ[illegible]વા લાગ્યાં સ્વાન. ૧૧ તે તકે પારથ તણું રે, ફરકયું ડાબુ અંગ લોચન; પૃથ્વીમાં આવતાંરે, મળ્યા એમ માઠા માન શુકન. ૧૨ એવું દેખીનેરે, પાર્થને પડી પેટમાં ફાળ; પ્રભુને પુછેનોરે, કયેમ આ થાય શુકન વીકરાળ. ૧૩ એવું સાંભળીરે, બોલ્યા જાતે શ્યામ સુરંગ; ઓ અરજુનજીરે. મારૂં પણ ફરકે છે અંગ. ૧૪ આવા ચીન્હથીરે, ભાઈ મુજ

મનમાં ઉપજે ત્રાસ; વળી એમ ભાસતુંરે, પહોંચ્યું કોઇ વહાલુ રખે વીનાશ. ૧૫ તેના કારણેરે, નક્કી આ મળીયા માન શુકન; રથ હાંકો ત્વરારે, તંઘુએ કાંઈ પણ હશે વીઘન. ૧૬ વ્હેમ બીજો નથીરે, પણ છે સુમતી મુજ ભાણેજ; ઉ ધ્ધી કરે એવોરે, સુરો યોધ્ધો દીસે એજ. ૧૭ તમો હમો વીનારે, કદીએ યુધ્ધે ચડીયો હોય; કૃતઘ્ની કૈરવોરે, પછી કહો જીવતો રાખે કોય. ૧૮ એવી આજનીરે, ભુંડી ભાસે છે તારીખ; એવું જો કદી હશેરે, મેં તો પુરણ માગી ભીખ. ૧૯ પ્રભુ એમ બોલતાંરે, તર્ત જ બની ગયા બેભાન; રથમાં ઢળી પડયારે, નકી ન રખે સુધ્ધ કે સાન. ૨૦ પાર્થ તે તકેરે, ભારે બની ગયો ભયભીત; રથ મારી મુકયોરે, ચતુર નર ચોકસ રાખી ચીત. ૨૧ લગભગ આવીયારે, સૈન્યા ઉભાં જ્યાં રણ માંય; નીરદય ભોમીમાંરે, રથને લાવી રાખ્યો ત્યાંય. ૨૦ ધર્મે જાણીયુંરે, જરૂર આવ્યો પારથ વીર; વસ્ત્ર ઓરાડીનેરે, ઢાંકયું સબનું તર્ત શરીર. ૨૧ ધર્મ સઉને કહેરે, વીરા કરશો નહીં કોઈ ત્રાસ; પારથ જાણશેરે, કરશે પલમાં પ્રાણ વીનાસ. ૨૨ સજ્જન સંચરોરે, સમજાવો જઇ એવી પેર; ધીરજ દઈ લાવજોરે, જેથી કરી શકે ના કેર. ૨૩ ને સમે સંચર્યારે, ધૃષ્ટ ધરૂમ ધરૂવપદ અને વીરાટ; ઘણાં જન સાથમાંરે, આવ્યા પારથ કને પુરપાટ. ૨૪ અરજુન બોલીયોરે, કેમ હો સઉ છે કુશળક્ષેમ; એવું સાંભળીરે, સઉએ ઉંધું ઘાલ્યું એમ. ૨૫ તે દેખીનેરે, અરજુન ગભરાયો દીલસાથ; એવે આળસ તજીરે, તરત ત્યાં ઉઠયા દીનોનાથ. ૨૬ અરજુન તે સમેરે, પડતું મેલી કહાડી દોટ; સરવે ઝાલીયોરે, તરછોડી ચાલ્યો એ ચડી ચોટ. ૨૭ તે દેખીનેરે, પાછળ દોડયા દીનોનાથ; બંને આવીયારે, જ્યાં બેઠો છે સઉનો સાથ. ૨૮ પતીને દેખીનેરે, સમ્યો નહી સુભદ્રાનો શોક; ઓ મુજ દીકરારે, કહીને પુરણ મેલી પોક. ૨૯ શબ્દ એ સુણતાંરે, ચમકયા અરજુન જદુપતિરાય; ઢળીયા ધર્ણમાંરે, બંને સાથે મુરછા માંય. ૩૦ થોડીવાર પછીરે, ઉઠયા અરજુન જુગદાધાર; લાવ્ય ગોઝારણીરે, સુભદ્રા કયાં છે મુજ કુમાર. ૩૧ એમ અરજુન કહીરે, રડે લાગ્યું મારૂં ઘરસુત્ર; વસ્ત્ર ઉઘાડીનેરે, જોતાં દીઠો ત્યાં નીજપુત્ર. ૩૨

વીશ્રામ—પુત્ર પોતાનો દેખીને, અરજુન રડે અપારરે; વ્યાસ મગન વાણી વદે, નીર નેત્રે ચોધારરે. ૬૦

## કડવું ૬૧ મું—રાગ વાલાજીના મહીનાનો.

અરજુન કહે આ શું કર્યું કુમારરે, લાડકડા મુજને મુકી ગયો

તું દુનીયા પાર, મારા લાડકડા. ૧ વ્હાલા ચાલ્યો પાડી મુજ વીયોગરે, લાડકડા; મળીયા મારા કર્મ તણા આ ભોગ, મારા લાડકડા. ૨ હતી મુજને અતીશે તારી ઓથરે, લાડકડા; સોડય તાણી કેમ સુતો થઇને લોથ, મારા લાડકડા. ૩ શાણા તુજને શરમ ન આવી લેશરે, લાડકડા; તારો લ્હાવો હું હવે કયાંથી લેશ, મારા લાડકડા. ૪ તારા વીણ કોણ બોલાવશે કહી બાપરે, લાડકડા; હું અભાગીયાને તેં મારી ભુલ થાપ, મારા લાડકડા. ૫ હું તો જાણું થઇ આવ્યો છે બાળરે, લાડકડા; વૃદ્ધપણામાં લેશે મુજ સંભાળ, મારા લાડકડા. ૬ તારા ઉપર હતો રાજ આધારરે, લાડકડા; શું મન વાળુ અન્ય નથી કુમાર, મારા લાડકડા. ૭ તું નાનો પણ ડહાપણ તારૂં મોટુંરે, લાડકડા; જીવતર મારૂં કરી ગયો તું ખોટું, મારા લાડકડા. ૮ તુજ વીણ કોણ ફરશે મારી સાથરે, લાડકડા; તેં બેટા મુજ હલકા પાડયા હાથ, મારા લાડકડા. ૯ ભાઇ તું તો ઓચરનો મીઠુ મીઠુરે, લાડકડા; મુજ પેલું કયાં મરણ મેં તારૂં દીઠું, મારા લાડકડા, ૧૦ તારા વીણ કોણ બોલશે કાલુ કાલુરે, લાડકડા; કાલુ કાલુ પણ મને લાગતું વાલુ, મારા લાડકડા. ૧૧ કરી ગયો જનમારો મારો ઝેરરે, લાડકડા; વ્હાલો થઈ તે વાળ્યું આતો વેર, મારા લાડકડા. ૧૨ ભાઇ ભાઇ કરતાં મ્હોડું મુજ મુકાતુંરે, લા૦; તુજને દેખી મુજને બહુ સુખ થાતું, મારા લા૦. ૧૩ હાય બાપ તેં ઢાંચણથી મને ઢાળ્યોરે, લા૦; ખરેખરો તેં વેરનો દાડો વાળ્યો, મારા લા૦ ૧૪ તુજ વીણ કોણ કરશે મુજને લાડરે, લા૦; તું તો ચાલ્યો ભાગી મારાં હાડ, મારા લા૦ ૧૫ કયાં ખોળું કયાં ભાળુ મારા સુતરે, લા૦; છેહ છેતરી દીધો થઇ સપુત, મારા લા૦ ૧

વીશ્રામ—સપુત થઇ તેં છેતર્યા, ઓરે મારા બાળરે, વ્યાસ વદે અરજુન કહે, કરૂં હવે મુજ કાળરે. ૬૧

## કડવું ૬૨ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશંપાયે વચન, સાંભળ પરીક્ષીત રાયના તન; કહે છે અરજુન ઓરે મારા બાળ, કરૂ તારી પાછળ હુંનો કાળ. ૧ તારા વીના જીવ્યું કયમ જાય, એમ કહીને પુત્ર લેવા ધાય; ખેંચી ખેંચીને ખોળામાં લે છે, આંસુ ભરી અતીસે રડે છે. ૨ વળી સુભદ્રા ઉપર ચીડાયો, કહેછે પુત્ર મારો તેં ગુમાયો; મને નડયાં નારી તારાં પાપ, પુત્ર મુઓ આ તારા પ્રતાપ. ૩ નીચાં પગલાંની એવી તું નારી, મારો પુત્ર તેં નંખાવ્યો મારી; તારા ભરૂસે મુકયો મેં બાળ, ત્યારે પાપણી કરાવ્યો કાળ. ૪ સુધે જાવા દીધો તન તેં તો, માટે મુઓ મારો તન એતો; જો તેં

પુત્ર વારી રાખ્યો હોત, તો ના થાત કદી એનું મોત. ૫ બધાં વહાયાં આ તારાં ગુણ, મારૂં મેળવ્યું તેં બધુ ધુળ; જાણ્યું હોત મેં મરશે જો બાળ, કદી કાળે ના જાત પાતાળ. ૬ મારો એકે રહ્યો ના આધાર, મને કહાડયો તે વર્ણની બહાર; બોલ્ય બોલ્યને બેઠારે તુતો, તારા ગુણ સંભાળુ શા હુંતો ૭ રત્ન રાંકના હાથમાં આવ્યું, હાય તે પણ રણમાં ગુમાવ્યું; એમ કહી કહી કુટે છે છાતી, રોઈ રોઈ કરી આંખ્યો રાતી ૮ ભોમી સાથે કુટે છે કપાળ, ભારે ભ્રમણા કરે છે ભુપાળ; ખાતો પૃથ્વીની સાથે પછાડ, ભોમી પડીને ભાગે છે હાડ ૮ કુટી કપાળ કહાડયું રૂધીર, દેખી ધાયા ત્યાંતો સૌ વીર; આવી ઝાલ્યા જ્યારે એના હાથ, ભાઇને બળે ભીડાવી ત્યાં બાથ ૧૦ એમ બાઝી પડયા જ્યારે આવી, ત્યારે જીભ્યા ત્યાં દાતે દબાવી; દેખી કુંત્તા કે ઝાલો કોઈ દાંત, જીભ્યા દબાવી કરશે એ ઘાત. ૧૧ ત્યારે ભાઇએ ઝાલ્યું તેનું મુખ, એવે પ્રભુને પ્રગટયું દુઃખ; જાણ્યુ મરશે અર્જુનજી આ વાર, કોણ ઉતારશે ભુનો ભાર. ૧૨ વળી વચન શેહેદેવનું નડશે, અર્જુન જોડે મારે મરવું પડશે; જ્યારે જાણ્યું એવું દીનેનાથ, ચેત્યા સવેળા એ દીલ સાથ. ૧૩ બેઠા ત્યાંથી ઓચંતાના ઉઠયા, પોતે પોતાના ઉપર રૂઠયા; કીધુ પ્રભુએ પુરૂ ચરીત્ર, ધાયાં ઉગારવા નીજ મીત્ર. ૧૪　વીશ્રામ—ઉગારવો નીજ મીત્રને, ધાર્યું જદુપતી રાયરે; લીધુ ભગવાને ભાલોડુ, ભાથામાંથી ત્યાયરે. ૬૨

## કડવું ૬૩ મું—રાગ ઝડપના દોહરાનો.

ભાથામાંથી ભગવાને, ભાલોડું લીધું જ્યારે; ભાણેજ મારો મુવો માટે મારે મરવું છે અત્યારે. ૧ એવામાં ભીમે આવી, ભાલોડુ ખેચી લીધુ; ત્યારે ચત્રુભુજે પાછુ, ચરીત્ર બીજુ કીધું ૨ પોલા પોલા ગડદા પ્રભુ, મારે છાતી માંય; છાતીમાંનો જરા ન વાગે, ધબધબ ધબાકા થાય. ૩ પ્રભુ કહે છે ભાણેજ મુવો, મારે જીવી શુ કરવું; લાવોરે કોઈ કટારી મારે પેટ મારીને મરવું ૪ હાય બાપ કોઇ વીરા લાવી, આપો મુજને ખડગ; આઘા રહો કોઇ ઝાલશો નૈ મને, મરવા દ્યો બેધડક. ૫ એવામાં ત્યાં અર્જુનજીને પડી પેટમાં ફાળ; જાણ્યુ નક્કી ભાણેજ માટે, કરશે પ્રભુજી કાળ. ૬ દીકરા કરતાં અર્જુનજીને, વાહલા દીનોનાથ; માટે દીકરાને ભુલી જઇ, ઝાલ્યા પ્રભુના હાથ. ૭ અર્જુન કહે છે ઓ મહારાજા, મુકો ધમાધમ; જો હવે તમે કાંઇ કરો તો, તમને મારા સમ. ૮　વીશ્રામ—પ્રભુ મારા સમ આપને. અર્જુન બોલ્યો ત્યાંયરે; વ્યાસ મગન વાણી વદે, શુણોજન શ્રોતાયરે. ૬૩

# કડવું ૬૪ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, શોક જ્ઞાન મહીમાય. ૧ અર્જુનજી ત્યાં કહેવા લાગ્યા, સુણો જાદવરાય; મરણ જરણની આગળ કોઈનો, ચાલે નહી ઉપાય. ૨ આપણ એમાં શું કરવાના, ઓરે દીનાનાથ; થવાનું હતું તે થયું, નવ જવાય દીકરા સાથ. ૩ ભગવાન કહે છે અરજુનજી તમે, મરવા ધાર્યું જ્યારે; તે દેખીને મેં પણ મરવા, ધાર્યું હતું તે વારે. ૪ ભગવાન કહે તમે કલેશ કર્યો તેથી, ખોટુ લાગ્યુ મારે મન; અર્જુન કહે નહી કરૂં કલેશ હવે, ઓરે જુગજીવન ૫ થાવાનું હતું તે થયું ઓરે પ્રાણાધાર; પ્રભુ મરણના ભયથી પોતે, મન વાળ્યુ તેવાર. ૬ ધન્ય ધન્ય છે ભક્તી તેની, ધન્ય અર્જુન અવતાર; પુત્ર થકી પણ વહાલા વધારે, એને વીશ્વાધાર. ૮ એવો દ્દઢ પ્રેમ હોય તો, કેમ પ્રભુ વશ ના થાય; આપણ તેના તો તે આપણા, પ્રભુનો છે એ ન્યાય. ૯ એવામાં જઈ શેવક લાવ્યા, કાષ્ટ અગર ચંદન; તે ચંદનની ચીતા ખડકી, મળીને સરવે જન. ૧૦ એવે સૌ જણ શાંત પડયાને, સબ લીધુ તે વાર; ચીતા અંદર મુકી દીધો, અગ્નીનો સંસ્કાર. ૧૧ ચીતા શાંત પડી તે વારે, વીધી કરી તમામ; અસ્થી સૌ સરીતામાં તેતો, વેવરાવ્યાં તે ઠામ. ૧૨ પછી બીજા ઉવારે જઇને, કીધુ સૌએ સ્નાન; સરીતા અંદર સ્નાન કરીને, ચાલ્યા સૌ નીજ સ્થાન ૧૩ તંબુમાં સરવે જણ આવ્યા, શામ ધર્યો નીશાન; શામ શીબીરો તાણ્યા પેર્યાં, વસ્ત્રો શામ નીદાન. ૧૪ સુન્ય સુન્ય સૌ કો થઇ બેઠા, તંબુમાં તે વાર; પૃથ્વી શામું સૌ ભાળે છે, કરે ના કોઇ ઉચ્ચાર. ૧૫ વાત ચીત પણ કોઇ કરે ના, સરવે સુભાસુભ; મહા શોકનો સાગર છવાયો, થઈ મતી સૌની ગુમ. ૧૬ પશુ પક્ષીએ પણ તે ઠેકાણે, તજી દીધાં જળ ઘાસ; વર્ણન વ્યાસ કરે શું ઝાઝું, તેવો છે ત્યાં ત્રાસ. ૧૭ પછી પ્રભુએ ધીમે ધીમે, સઉને દીધો બોધ; તોપણ જ્યારે નવ માન્યુ ત્યારે ધમકાવ્યા કરી ક્રોધ. ૧૮ પછી પ્રભુએ ક્ષીપ્રા રસોઈ, કરાવી સેવક પાસ; તૈયાર કરી સેવકે કહ્યું તવ, ઉઠયા શ્રી અવીનાસ. ૧૯ સૌને કહે હવે ઉઠો વીરા, ભાગો કડવું મુખ; ડાગ નથી વીસરવાનો આ, જનમારાનું દુઃખ. ૨૦ હાના કરતા ધરમ ઉઠયા, ઉઠયાં કુંન્તા માત; વીરાટ ધરૂપદ આદી ઉઠયા, ઉઠયા બીજા ભ્રાત. ૨૧ ધીમે ધીમે સૌને ઉઠાડયાં, કરી ઘણો ઉપદેશ; પણ અરજુન એકલા નથી ઉઠતા, નથી માનતા એ લેશ. ૨૨ વારા ફરતી ધીમે ધીમે, કહી કહી થાકયા લોક; અર્જુન કહ્યું કોઇનું નથી માનતા, કરતા ઝાઝો શોક. ૨૩ ત્યારે ભગવાન કહેવા

લાગ્યા, ઉઠો મારા મીત્ર; દીકરો હાવે નથી દેખવાના, માનો પુન્ય પવિત્ર. ૨૪ તવ અર્જુન પ્રભુજીને બાઝી, રડી પડયો ચોધાર; દીકરા વીણ અન હું નહીં લેઉ, કયાં ગયો મુજ કુમાર. ૨૫ એ પરમાણે પાછુ આક્રંદ, કરવા માંડયુ નરેશ; હાય બાપરે દીકરા મારા, ગયો તું કઈ દેશ. ૨૬ ત્યારે પ્રભુજી કહે છે અર્જુન, શીદ કરો તમે આમ; આક્રંદ કરવાથી પણ પુત્ર નહી મળે કોઇ ઠામ. ૨૭ રડી રડીને આંખ્યો ખોરો, ખોરો સર્વ શરીર; પણ મુવેલાં વળે ન પાછાં, વીચારો એ વીર. ૨૮ આવી રીતે કેટલા દહાડા, તજશો તમે અંન; પેટ કદી કાળે નહી છોડે, નથી મળવાનો તંન. ૨૯ કોની નારી કોના પુત્રો, કોનાં તાતને માત; કોના મામા કોની માશી, કોનાં ભગની ભ્રાત. ૩૦ મારૂ મારૂ કરી મરો પણ, મીથ્યા છે સંસાર; પણ કોઇ કોઈ સગુ નથી એ, સમજો પુરણ સાર. ૩૧ રણ સબંધે ભેગાં સૌ, તેને માન્યુ મારૂ; પણ સંસ્કાર પુરો થાતાં સૌ, નીચ્ચે છેજ જનારૂ. ૩૨ જો તન તમારો હોય તો તમને, મુકીને કયેમ જાય; તે ન્હોતો તમારો તમે નૈ તેના, માટે થયો વીદાય. ૩૩ સૌ કહે મુવું પણ શું મુવું, તે પાડો મને જાણ; અંગ આત્મા બેમાં કોણ મરતુ, ઉરમાં કરો પ્રમાણ. ૩૪ અરજુન કહે મને સુજ પડે ના, માટે જોડુ હાથ; એ બેમાં કહો કોણ મરે છે, ઓરે દીનાનાથ. ૩૫ પ્રભુ કહે મરતુ નથી એકે, પણ મુવુ માને લોક; તેથી બીચારાં અજ્ઞાની જન, કરે શોકને પોક. ૩૬ અંગ મરે પણ તેતો જડ છે, માનો મુવું અનુત; પંચ ભુતનો પંડ પડે તવ, મળે ભુતમાં ભુત. ૩૭ માટે અંગ મુવું કેમ કહીએ, નથી મરતું એમ શીધ; આત્મા પણ કદી મરતો નથી એ, વેદમાં વારતા સીધ. ૩૮ આત્મા અજર અમર છે પોતે, વળી છે છેદ અભેદ; મુવો એ મુરખ જન માની, ખોટો કરતાં ખેદ. ૩૯ જેને જનમ મરણ નથી, તેને મુવું કેમ કહેવાય; આત્મા કોઇ કાળે નથી મરનો, ઉંધુ જગ કુટાય. ૪૦ અરજુન કે મને કર્યો કૃતારથ, ઓરે જુગદાધાર; શીધ થયું કે હવે નથી મુવો, નકી મુજ કુમાર. ૪૧ પણ આત્મા એ અભીમન્યુનો, કયાં છે જુગજીવન; તે મુજને દેખાડો ત્યારે, લેવું મારે અંન. ૪૨ આજને આજ મને દેખાડો, તમેજ આપો આપ; નહી દેખાડો તો નહી જીવું, બ્રહ્મહત્યાનું પાપ. ૩ એમ કહી કર ઝાલી હઠ કરી, બેઠા અર્જુનરાય; એવુ સુણી પ્રભુજીને બહુ, ચીંતા થઈ મનમાંય. ૪૪ પ્રભુએ જાણ્યું નહી દેખાડુ, તો મરશે અર્જુન; ભુનો ભાર પછી કોણ હરશે, મુઝાયા એમ મન. ૪૫ વળી વચન બીજુ સેદેવનું, નકી મુજને નડશે; અર્જુન જો મરશે તો મારે, જોડે

મરવું પડશે. ૪૬ એમ જાણી પારથને કહે છે, સુણો શુભ નરેશ; પુત્ર તમારો દેખાડીશ પણ, સગો થશે નહી લેશ, ૪૭ અર્જુન કે તોયે દેખાડો, ત્યારે દીનોનાથ; કહે છે ચાલો પુત્ર દેખાડુ, એમ કહી લીધા સાથ. ૪૮ તંબુથી બે બ્હાર નીકળ્યા, જઇ ઉભા એકાંત; મોકને માયા વીસ્તારી, ભક્ત ભુલ્યો સૌ ભ્રાંત, ૪૯ પછી પ્રભુએ કરૂણા કરીને મંગાવ્યુ વૈમાન; સ્વર્ગ માર્ગથી સરરર કરતુ, આવ્યું એજ નીદાન. ૫૦ તેમાં જણ બે સાથે બેઠા, કરે જ્ઞાનની વાત; ઇચ્છા કરતા અધર ઉડયું, મન વેગે વીખ્યાત. ૫૧ વાંલણ—મન વેગે વીમાન એ, સંચર્યું સ્વર્ગ સદનરે; વ્યાસ મગન વાણી વદે, શુંણો શ્રોતાજનરે. ૬૪

## કડવું ૬૫ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચંન, સાંભળ પરીક્ષીત રાયના તંન; આવ્યુ વીમાન સ્વર્ગ સદન, ત્યાં એક અપચ્છરાયનું છે ભુવન. ૧ મ્હેલ ઉંચો અતીશે છે છેક, પીંજર લટકે પોપટનું એક; તે તો અરજુનજીને દેખાડી, પછી સમજણ પ્રભુજીએ પાડી. ૨ છે એ પીંજરમાં પુત્ર તમારો, બેઠો પોપટ થઇ પ્રાણ પ્યારો; માટે તમો તેની પાસે જાવો, હેત છે તો તો જઇને બોલાવો. ૩ એવું કહી મુકી પાર્થનો હાથ, ઉભા દુર જઇ દીનોનાથ; પછી અરજુન ઘણો ખુશી થઇને, ઉભો પાંજર પાસે એ જઇને. ૪ પછી ઉમળકો ઉર લાવ્યો, બેટા અભીમન્યુ કહી બોલાવ્યો; મારા બેટા ઓ મારા સંતાન, બોલો દીકરા ઓ અભેમાન. ૫ સુણી પોપટ પણ તે ઠામ બોલ્યો કહે છે અલ્યા શું છે કામ; સુણી અરજુન હરખ્યો અપાર, કહે છે અહીં કયેમ આવ્યો કુમાર. ૬ મને મુકીને દીકરા ખસીયો, અહીંયા આવી બેટા કયેમ વસીયો; મેલ્યાં અમને રઝળતા તે રાન, આવ્યો શા માટે મારા સંતાન. ૭ તારા વીના તારાં માત તાત, કરશે પલકમાં પ્રાણની ઘાત; સુણી પોપટ બોલ્યો તે વાર, જા જા મુરખના સરદાર. ૮ કોને બોલાવે કે કે કુમાર, જા જા નીકળ અહીંથી બ્હાર; ત્યારે અરજુન બોલ્યો રોઈ, પુત્ર મારો કે તું બીજો કોઈ. ૯ સાચે સાચી એ બોલને વાંણુ, છે ભાઈ ઇશ્વરની તને આણ; ત્યારે પોપટ બોલ્યો તે ઠામ, અલ્યા સાંભળ કહું તે તમામ. ૧૦ તારા વીર્યથી ઉપજ્યું જે અંગ, હતો એની સાથે મારો સંગ; ત્યાં સુધી હતો અભેમાન, હવે નથી અભેમાન નીદાન. ૧૧ તારૂં હતું જે ખોળીયુ ખાસ, તે તો મુકયુ મેં તમારી પાસ; તેને બાળી કર્યું તમે ખાખ, તમે તમારાની કરી રાખ. ૧૨ હવે બેટામાં શીદ બને ઘેલો, આત્મા તુજથી નથી ઉપજેલો;

તારે ખોળીયા સાથે સગાઇ, આત્મા સાથે સગાઈ નહી ભાઇ. ૧૪ તારાથી ઉપન્યુ તેક તારૂ, મુકયાં ત્યાં મેં હવે નથી મારૂં; તુટયુ સગ પણ તે તો વીચારો હવે હું ને તારો તુ ને મારો. ૧૬ કોણ બેટો અને કોણ બાપ, બેટો કહેતા હવે નેરે આપ; છત્તાં નર બોલ્યો બેટા કે બાપ, પોપટ બોલ્યો કે હું તારો બાપ. ૧૬ બેટા કહી કહીને શું બોલાવે બેટો તારો કે કોણ છે હાવે; તારે મારે હવે શી સગાઈ, શીદ માયામાં મરે કુટાઇ. ૧૭ કોનાં તાત અને કોનાં સુત, ભમે ભ્રમણામાં તે બધાં ભુત; કોનાં માતને કોનાંરે તાત, કોનાં ભગનીને કોનાં ભ્રાત. ૧૮ કોનાં મામા માશીને ભાણેજ, બધુ માયાનું મીથ્યા જે એજ; નથી કોઇ કોઇનું સગુ કોઈ મુર્ખ માયામાં રહ્યા શું મોહી. ૧૯ જેવું આવ્યું તેવું સઉ જાય, જન્મે મરે તે મીથ્યા કેવાય: જુઠો એવો છે બધો સંસાર, એમાં સાચુ નથીજ લગાર. ૨૦ પણ મનુષ્ય બહુ અજ્ઞાન, મારૂં મારૂં કરે છે નાદાન; હજારો ફેરા તું મારો બાપ, હું તારો થયો અમાપ. ૨૧ જીવ લક્ષ ચારાશીમાં ફરતો, દેહ જુદા જુદા ધારણ કરતો; નથી ઠરીને રેતોરે ઠામ, એમ જીવ ફરે છે તમામ. ૨૨ આદ્ય અનાદી એમ વીશાળ, એવી ચાલી રહી રેંટમાળ; મેં ને તેં બહુ દેહ ધરેલા, યોની અનંતમાં અવતરેલા. ૨૩ પશુ પક્ષીને કીટ પતંગ, ઝાડ પાડ ને ભુંડ ભુજંગ; દેવ દાનવ માનવ તમામ, એવી રીતે ફર્યા ઠામો ઠામ. ૨૪ થયો તન ઘણા ફેરા તું મારો, મારા પછી વળી તારો; એમાં કોઈ નથી તારૂં મારૂં, દીપ પાછળ સદા છે અંધારૂં. ૨૫ કાદવ ઝાડવાનો કોઠી ધોઇ, મુર્ખ માનવ રહ્યા છે મોઇ; જક્ત રૂપી આતો જેલખાનું ઘર રૂપી ઓરડીયો હું માનું. ૨૬ બેડી રૂપી દેહો બધી ઘડીયો, તેમાં ચોર રૂપી જીવ જડીયો; જેમ અકેકી ઓરડી માંય, બબે ચાર ચાર કેદીરે ત્યાંય. ૨૭ કરે હળી મળી વાત ચીત, ધરે એક એક પર બહુ પ્રીત; એક એકના દુખે દુભાય, અન્યો અન્ય કરે છે ઉપાય. ૨૮ સુખી દેખીને સુખીરે થાયે, દુખી દેખીને દુખી ગણાયે; પણ મુદત પુરી જ્યાં થાશે, પ્રીતી તોડીને પંથે પળાશે. ૩૦ પછી છુટેલો કેદીરે જેહ, ખબર લેના જવાનો ને તેહ; કરે જેલની કોઈ કદી વાત, તેને મારવા જાય તે લાત. ૧ ગયા કેડે ના સંભારે કોઇ, એવી જકતની બાજી હયો જોઇ; અકેકા ઘરમાં બબે ચચાર, હળી મળી રહેતાં નરનાર. ૩૨ દુખ દેખીને થાતાંરે દુખી, સુખ દેખીને થાતાંરે સુખી; સેવા ચાકરી કરે તમામ, એક એકનું ઉઠાવી લે કામ. ૩૩ પણ મુદત પુરી જ્યાં થાય, તજી સગાંને થાય વીદાય; જાય જકતથી જે જીવ આવાર કોઇને સંભાળે ના લે લગાર. ૩૪ કહે હાવે શું છે તારે મારે, માટે

રસ્તે જાને તું તારે; જરા સમજી લે સુભ જ્ઞાન, શીદ માયામાં મોહ્યો નાદાન. ૩૫ અર્જુન કહે અલ્યા મોટો મેં કીધો, તેનો હાવો તે બદલો દીધો; ઘણું ખવરાવ્યું પીવરાવ્યું. મારૂં એકેએ લેખે ન આવ્યું, ૩૬ કીધી ચાકરી તારી અપાર, તેનો બદલો વાળ્યો લગાર; બોલ્યો પોપટ પાછો તે વાર, અલ્યા તે કહું કરજે વીચાર. ૩૭ કરે સૌ સૌની મતલબે મોટા, નથી જાણતા પાછળ ટોટા; જણ્યાં તેને જીવાડે એ ધર્મ, કરે સૌ સૌનાં સૌ કર્મ ૩૮ એમાં બદલો વાળવો કેવો, સૌને એવી રીતે જાણી લેવો. ૩૯ પશુ પક્ષી કયાં બદલો વાળે છે, એક એકને એતો પાળે છે; લાવી લાવીને ચંચુમાં ઘાલે, પાંખો આવે પછી મુકી ચાલે. ૪૦ એ બદલો વાળે છે કયારે, ધીક મનુષ્ય પછી એવું ધારે; એવો બોધ અભેમાને દીધો, અર્જુને તે સાંભળી લીધો ૪૧ પછી જ્ઞાન થયું એને સાચુ. માન્યુ માયાનુ સુખડુ કાચુ; તવ મ્હેલથી નીકળ્યો બહાર, ચટ ચાલ્યો એ પાંડુ કુમાર. ૪૨ ત્યારે પ્રભુએ તેને બોલાવ્યો, પણ અર્જુન પાસે ના આવ્યો; ત્યારે પ્રભુ આવ્યા તેની પાસ, ફેર બોલાવે છે અવીનાસ. ૪૩ બોલો બોલોને મારા બનેવી, નથી બોલતા વાત આ કેવી; અર્જુન કે કોણ બનેવીને સાળો, જરા બોલતાં આપ સંભાળો. ૪૪ નથી કોઈ કોઈનું સગું વાલું, તાંણ્યુ માયાનું તરીલુ ઠાલું; સદ્ મારગ સુજ્યો ના સાચો, એવો ધીક હું બુદ્ધીનો કાચો. ૪૫ મારે નથી કો સગાં સંબંધી, મીથ્યા માયા સંસારની સંધી; એમ કહીને પાયે લાગી ચાલ્યા, અવીનાસીએ તુરત ઝાલ્યા. ૪૬ બોલાવી બેસાડયા વીમાન માંય, કીધુ વીમાન ત્યાંથી વીદાય; માયા સંકેલી સુંદર સ્યામ, થયો ચકાવો પુરો આ ઠામ. ૪૭ સુણી ચકાવો કરશે જે દાન ટળશે ગર્ભનો વાસ નીદાન; પુરૂ પ્રગટ થાશેરે જ્ઞાન, મળશે ઉત્તમ મોક્ષનું સ્થાન. ૪૮

વીશ્રામ-મોક્ષ સ્થાન તેને મળે, પુરાય પુરણ કોડરે; વ્યાસ મગન વાણી વદે જય જય શ્રી રણછોડરે. ૬૫

